વ્યંગ્ય—ગૂઢ
વ્યતિક્રમ—ઉલટો ક્રમ. (અનુક્રમથી ઉલટું)
વ્યવધાન—આચ્છાદન, ઢાંકણું
વ્યસનાર્ણવ—દુઃખનો દરિયો
વ્યાખ્યાન—વિસ્તારથી કહેવું તે, સમજુતિ
વ્યાઘ્ર—વાઘ
વ્યાપાદન—મારવું તે
વ્યાપાર—કામ
વ્યાપૃત—કામમાં રોકાયેલું
વ્યાપ્તિ—વ્યાપવું તે
વ્યામોહ—મનનો ગભરાટ
વ્રણ—ઘારું, છિદ્ર

## શ.

શાન્તિ—શાન્ત, દેવી
શંખ ખંડ—શંખનો કકડો (?)
શત—સો
શમી—એક વૃક્ષ (જેના કાષ્ઠના ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થાય છે)
શર પ્રહાર—બાણનો પ્રહાર
શશાંક—ચંદ્ર
શશિ મણિ—ચંદ્ર કિરણ પડવાથી પાણી ઝરે એવો મણિ
શશી—ચંદ્ર
શસ્ય—ઘાસ
શાપાક્ષર—શાપના અક્ષર
શાશ્વતિક—હમેશાનું
શાસન—હુકમ
શાસ્ત્રાંજન—શાસ્ત્ર રૂપી અંજન
શાસ્ત્રોક્ત—શાસ્ત્રમાં કહેલું
શિથિલતા—મંદતા, આળસ
શિરોભાગ—માથાનો—અગાડીનો ભાગ
શિલાતલ } —પથ્થરનો કકડો
શિલાપટ્ટ }
શિશિર—ટાઢ
શીત કિરણ—ટાઢાં કિરણ, ચંદ્ર
શીલ—સ્વભાવ
શુક શિશુ—પોપટનું બચ્ચું
શુક્તિ—છીપ
શુકાગ્ર—શુકની અણી
શુભ્ર—ધોળું
શુષ્ક—સૂકું
શૃંગ—શિંગડું, શિખર
શૈલરાજ—પર્વતનો રાજા હિમાલય
શોકાર્ત—શોકથી પીડાતું
શોણિત—લોહી
શ્યામ—કાળું
શ્રમ સ્વેદ—શ્રમથી થતો પરસેવો
શ્રમાન્ત—થાકી ગયેલું
શ્રી—લક્ષ્મી, શોભા
શ્રેયસ્—કલ્યાણ
શ્રોતા—સાંભળનાર
શ્વશુર—સસરો
શ્વશ્રૂ—સાસુ
શ્વેત લોચના—ધોળી આંખોવાળી સ્ત્રી
ષષ્ઠી દેવી—દુર્ગા, જેનું પૂજન બાળકના જન્મ પછી છઠ્ઠે દિવસે કરવામાં આવે છે

## સ.

સંયમ } —ઇંદ્રિયોનો નિગ્રહ—કબજો
સંયમન }
સવન—યજ્ઞ કરવામાં હુતાદિકથી થતી ક્રિયા
સંશ્લિષ્ટ—ભેગું થયેલું
સંસર્ગ—સંગ
સંકષ્ટ—અઘરું, સાંકડું
સંકલ્પિત—ધારી મૂકેલું, કલ્પેલું
સંક્રાન્તિ—એકથી બીજે જગાએ જવું તે
સંક્ષોભ—ગભરાટ
સંચય—સંગ્રહ
સંચિત—ભેગું કરેલું
સત્યવાદિત—સાચું બોલવાની ટેવ
સદૃશ—સરખું
સંતાપ-શોષ—સંતાપથી થયેલો શોષ
સંનિબંધ—બંધારણ, બાંધો
સંધ્યા—સવાર સાંજ દેખાતું અજવાળું
સંધ્યાતપ—સંધ્યા સમયનો તડકો
સંધ્યારાગ— ,, ,, રાતો રંગ
સંધ્યોપાસના—સંધ્યા સમયે અથવા સંધ્યાને વંદન
સમ—સરખું
સમવાય—સમૂહ
સમિધ્—યજ્ઞાદિકમાં વપરાતું સૂકું વગેરે કાષ્ઠ
સમુદય—સમૂહ
સમૃદ્ધિ—સંપત્તિ, સંગ્રહ
સમેત—સુદ્ધાં
સંપર્ક—સ્પર્શ
સંપાત—પડવું તે
સંપુટ—ડબો, ડબા જેવો આકાર
સંભાવના—ધારણા, સરભરા
સમાનાર્હ—સમાનને યોગ્ય

સમાર્જની—સાવરણી
સંમોહકારી—મૂર્છા, અજ્ઞાન મોહ ઉત્પન્ન કરે
સરસ—રસ ભર્યું, સુંદર
સરિત્પૂર—નદીનું પૂર
સરોજળ—સરોવરનું પાણી
સર્પ કંચુક—સાપની કાંચળી
સર્વદા—હંમેશાં
સહચરી—સાથે રહેનારી સખી
સહજ—સ્વાભાવિક
સહસ્ર—હજાર
સહસ્રધા—હજાર રીતે, હજાર કટકામાં
સહાય—મદદગાર
સહૃદય—સારા અંતઃકરણનો, બુદ્ધિમાન્
સહોદર—ભાઈ, ભાંડુ
સાધુતા—સારાપણું
સાધુવાદ—સારી બોલી—વાતચીત
સામર્થ્ય—શક્તિ
સારભૂત—સાર રૂપ—અનેરું
સારિકા—મેના
સિદ્ધિ માર્ગ—સિદ્ધિ—મોક્ષ—મેળવવાનો માર્ગ
સીત્કાર—'સી' 'સી' શબ્દ, સીસકારો
સુઘટિત—સારી ઘડેલી
સુતનુ—સારા શરીરવાળી (સ્ત્રી)
સુધા—અમૃત, ચૂનો
સુરા—મદિરા
સુરાસુર—દેવ અને દૈત્ય
સુરૂપ—સારા આકારનું
સૂચિ—સોય કાંટો
સૂર્યાતપ—સૂર્યનો તાપ
સેના નિવેશ—છાવણી
સેવાંજલિ—સેવ ને અર્થે જોડેલા હાથ
સૌગન્ધિક—ધોળું અને ભૂરું કમળ
સૌજન્યશાલી—ભલું, માયાળુ, સુજનતા રાખનાર
સૌષ્ઠવ—સૌંદર્ય
સ્કંધ—ખભો
સ્કંધ દેશ—ખભા પાસેનો ભાગ
સ્ખલત પાદ—ઠોકર ખાતો

સ્તન પ્રસ્રવ—સ્તનમાંથી ઝરતી દૂધની ધાર
સ્તબ્ધ—જડ
સ્નિગ્ધ—પ્રેમી, તેલવાળું
સ્નેહ—પ્રેમ, તેલ
સ્નેહવત્તા—માયાળુપણું, સ્નેહીપણું
સ્નેહોક્તિ—સ્નેહે ભરેલાં વચન
સ્પર્શામૃત—સ્પર્શ રૂપી અમૃત
સ્પૃહણીય—સ્પૃહા કરવા ચાહવા લાયક
સ્ફુટ—સ્પષ્ટ.
સ્ફુરિત—ધ્રુજારી, કંપ
સ્મિત વિકસિત—મંદ હાસ્યથી પ્રફુલ્લ
સ્વચ્છંદ ચારી—મનગમતું કરનાર
સ્વજાતીય—પોતાની જાતિનું
સ્વતઃ—પોતાની મેળે
સ્વયંકૃત—પોતે પસંદ કરેલો
સ્વાનુમાન—પોતે કરેલું અનુમાન
સ્વાભિગમન—પોતાની મેળે (કોઈ) પાસે જવું તે
સ્વેદ—પરસેવો

## હ.

હંસપાલિકા—હંસને પાળનારી સ્ત્રી
હત—હણાયેલો, મુએલો
હર—શિવ
હરિત—લીલું, કાળું
હરિદ્રા—હળદર
હર્ષદાયી—હર્ષ આપનાર
હારલતા—હારની સેરી
હાસ્યામૃત—હાસ્ય રૂપી અમૃત
હિતોપદેશ—સારી શિખામણ
હિમાદ્રિ—હિમાલય
હુતાશન—અગ્નિ
હૃદય હારી—હૃદયને મોહ પમાડનાર
હેતુભૂત—કારણ બનેલું
હેમન્ત—શરદ પછીની અને શિશિર પહેલાંની ઋતુ (માર્ગશીર્ષ અને પોષ માસની)
હેમાચલ—મેરુ પર્વત
હોમ ધેનુ—હોમ માટે રાખેલી ગાય
હોમાગ્નિ—હોમનો અગ્નિ